# સ્વદેશ-વીણા

## સ્વદેશભાવનાને પ્રેરનારાં કાવ્યોનો સંગ્રહ

### સ્વદેશ-વીણા

જનની ભારત આજ હમકો, મધુર વીણા સુના રહ
સ્વતંત્રતાકા રાગ ગાકર, માનો અમૃત પીલા ર
સૈંકડો વર્ષોંસે હૃદ: મેં, ભાગ્યહીને
ઉસકી નિર્ભરતા છુડા કર, સ્વાવલંબન સીખા ર
થા નિરાશાકા ભયાનક, ભૂત જો હમ પર
દકે સંગીત બલસે, શીઘ્ર ઉસકો ભગા ર
ર ભલા મૈં દીનતાકે, શબ્દ કૈસે કહુ
ભકી માતા મીઠે સ્વરસે, શક્તિ મંત્રોં પઢા ર

પહેલી આવૃત્તિ નકલ ૧૦૦૦


પ્રગટકર્તા,
ગાંડીવ સાહિત્ય મંદિર
કેળાપીઠ સુરત.

# ખાદી

ની મોહને બંસી, ભણાવ્યો પાઠ ખાદીનો
સું હિંદ જગાડીને, સુણાવ્યો મંત્ર ખાદીનો ૧
ળી માલ પરદેશી, બન્યો તો દેશ દીવાનો
જાદુ એ ગાંધીએ, કર્યો ગુલતાન ખાદીમાં ૨
ઈ મોહના ફાંસે, બધો આ દેશ ચુસાયો;
એ મોહને લાવી, બતાવ્યો માર્ગ ખાદીનો ૩
સ્વરાજ્ય ખેંચાતું, સુતરને તાંતણે આવે
ા હિન્દનું ભાવી, સ્વીકારો વસ્ત્ર ખાદીનાં ૪
ફેશન ભૂલી જાઓ, ખિલવવા દેશની સિદ્ધિ;
ા સંતાન ભારતનાં, કરો ઉદ્ધાર ખાદીનો ૫
બરબાદ ના પૈસો, બધો આ દેશમાં રહેતો.
ા રાંકડાં ઘરમાં ધનાં વપરાશ ખાદીનો ૬
ઠે ગઇ બધી લક્ષ્મી કુસંપી હિંદને જાણી,
ા લક્ષ્મીદેવીને ધર્યો પોશાક ખાદીનો. ૭
રૂડો ઘણો સોંઘો, ટકાઉ ને ઘણો સાદો;
પહેરો બધા ભાઈ, ભલો પોશાક ખાદીનો. ૮

---

# સમશેર સારી ખલ્કની

સમશેર સારી ખલ્કની
અમને નહીં તાબે કરે;
અમ આત્મ છે પ્રભુ તેજ તે,
નહીં તુચ્છ શસ્ત્રે ભાભરે—સમ૦
મહાયજ્ઞ છે અમ આદર્યો,
પૂરો કરીશું હામથી;
વિઘ્નો કદી આવી નડે તો,
હોમીશું અમ જાતને—સમ૦
લાંછન ગુલામી શિર લઈ
પાળ્યા પશુ સમ જગ ફર્યા;
આંખો અમારી છે ખુલી,
બસ ધોઈશું સૌ પાપને—સમ૦
પરતેજથી નહીં ભડકશું,
પણ તેજ અમ જગ દાખશું;
જોશે બધી આલમ હવે,
અમ હિન્દની તાકાતને—સમ૦

---

# આંસુનાં બે ટીપાં

"જેમ જેમ દહાડા વધતા ગયા તેમ તેમ કામનો બોજો વધારે વધારે જણાયો. દરોગો બહુ નીમેલા હતા.' ચલાવો ચલાવો' એવા પોકાર કરી રહ્યા હતો. તેમ તેમ કેદી ગભરાતા હતા. કેટલાકને મેં રોતા પણ જોયા. એક જણનો પગ સુજેલો જોયો. મારૂં દિલ આથી રડતું. છતાં હું સહુને કહેતો હતો કે દરોગાની દરકાર ન રાખતા ગોએ સાચા દિલથી કામ કરવું. હું પોતે પણ થાક્યો. હાથમાં ફોલ્લા સખત પડ્યા. તેમાંથી પાણી ચાલ્યા. વાંકુ વળવું એ મુશ્કેલ લાગતું હતું, અને કોદાળીનો ભાર મણ જેટલો જણાતો. હું તો ઈશ્વર પાસે માગ્યા કરતો હતો કે મારી લાજ રાખે. મને અપંગ ન કરે. ને હું કામ બરાબર કરી શકું એટલું મને જોર આપે. * * દરોગો મને ઠપકારવા લાગ્યો. * * આ વખતે મિ ઝીણાભાઈ દેશાઈને મેં મૂર્છિત થયા જોયા....

આ વર્ણન ગાંધીજી કૃત ગાંગ જેલનો અનુભવ નામના પુસ્તકમાંથી અત્રે આપવામાં આવ્યું છે. એનું જ બેચાળીકારક ચિત્ર તેમજ ગાંધીજીના બે જુદા જુદા ફોટા વાળી નવી આવૃત્તિ બહાર પડી છે. આજેજ છ આનાની ટિકીટ બીડી મોકલો. પાકું પૂઠું નવ આના. વી. પી. થી ચૌદ આના થશે.

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.**

# સ્વદેશ પૂજા

સ્વામિન્ સ્વદેશપૂજા કરના મુઝે સિખા દો,
સદ્ધર્મ કી પતાકા ઉડાની મુઝે સિખા દો.
નિષ્કામ કામનાદી—વેદી સુકર્મ ભૂમિ,
બલિદાન શિશ ઉસપર કરના મુઝે સિખા દો.
પ્યારે સ્વદેશહિત હો સૌવાર જન્મ મેરા,
ઉસકે લીયેહી જીના મરના મુઝે સિખા દો.
જલ ધૂપ દીપ ચંદન નૈવેદ્ય હય નિરાલી,
પ્રેમાશ્રુનીરધારા ભરના મુઝે સિખા દો.
ચરણોપે આપકા હું કૃપયા ઉઠા કે ભગવન્,
ઉદ્દેશસિદ્ધિ સીઢી ચઢના મુઝે સિખા દો.
ઉઠને લગી તરંગે સંહારકારિણી જો,
ઇશ્વર સ્વબાહુબલસે તરના મુઝે સિખા દો.

---

# હિંદદેવીનો વિલાપ

કને ઉર ખોલું.
મા....જ કોણ કને ઉર ખોલું?
તું જાણે, ક્યાં બોલું? આજ-
સ્વતંત્રતા પર કાપ મૂકાયો,
દીન દશા થઇ મારી
લક્ષ્મી લૂંટાઇ, પર ઘર નાઠી.
થઇ હું બહુ દુઃખિયારી આજ-
ભૂખે મરે મુજ બાળ બિચારાં
શક્તિ સર્વ હણાઈ.
ગયું નૂર ને શૂર ગયું સહુ—
દુઃખ દરિયામાં ડુબાઈ આજ—
પરદેશીએ વાસા કીધા
આ ભૂમિમાંહિ આવી;
દુઃખના ડુંગર કીધા ઊભા.
ઉર રડતું તે તાબારી આજ—
ઈશ્વર મારી વ્હારે ધાજે
બાળકના કર ધરજે.
શક્તિ, સેવા. ચેતન ભરજે
સંકટ સહુ સંહરજે આજ—

---

# સ્વદેશ સેવકની પ્રતિજ્ઞા.

હું હંમેશ માત્ર શુધ્ધ રેંટીયાના સૂતરનું હાથ વણાટનું કાપડ વાપરીશ. રોજ મારી શક્તિ પ્રમાણે સૂતર કાંતીશ. સ્વદેશસેવાની દરેક તકનો પૂરતો લાભ લઈશ. જેમ બને તેમ અન્ય વિદેશી માલનો મોહ તજી દઇશ. અંત્યજોને અસ્પૃશ્ય નહિ ગણું. દેશમાં થતી ચળવળને માટે દ્રવ્યની જરૂર પડતાં યથાશકિત તેમાં સહાય આપીશ. અનાજનો તેમજ કાપડનો ખૂબ કરકસરથી ઘીની પેઠે ઉપયોગ કરીશ. જ્યાં સૂધી સ્વરાજ ન મળે ત્યાં સુધી જ્ઞાતિભોજનો વિગેરેનો ત્યાગ કરીશ. સઘળાં પ્રભુપુત્રો મારાં ભાઈ બ્હેન છે એમ માની સત્ય સમતા અને દયાથી વર્તીશ. અને માત્ર નીતિ તરીકે પણ અહિંસાનું પાલન કરીશ.

સ્વદેશ સેવક

---

# ગાંધીનું ગુજરાત.

ધીનું ગુજરાત, ગજાવે ગાંધીનું ગુજરાત!
ગુર્જર દેશે વિરલ મૂર્તિ એ વિમલ સરલ સાક્ષાત,
દર્શનથી કંઈ ચેતન પ્રગટે, જોતાં જોગીની જમાત;
જેમાં સાચા સાધુઓ ભાન–
ગાંધીનું ગુજરાત!
સાબરમતીના સુંદર તટપર પ્રગટ્યું નૂતન પ્રભાત
મોહન તુજ સત્યાગ્રહ બંસી, સૂર સુણી રાજી જાત;
કરે ગોપી ગોકુળની વાત–
ગાંધીનું ગુજરાત!
દેશભક્તિ ને રાજભક્તિની સાથે સાચી વાત
નિર્ભયતા ને સત્ય વચનની, દીક્ષા દઈ તેં તાત!
બનાવ્યું નવું ગુજરાત–
ગાંધીનું ગુજરાત!

---

# સ્વદેશ-ઉધ્ધારક રેંટિયો.

[મારી નાડ તમારે હાથ હરિ સંભાળજો રે—એ રા

વાહ વાહ વનિતાનો વિશ્રામ, રૂપાળો રેંટીયો છે,
હાં હાં સ્વદેશનો ઉદ્ધાર, કલ્યાણ રેંટીયો છે.
મધુકર રામ વદનારો વાણી, નિર્જીવ પણ અતિ સુખકર પ્રાણી;
રામ નામ રટવાનું સાધન રેંટીયો છે, હાં હાં.
અટકાવે ધન પર કર જાતાં, ભાગ ચઢે જન નિર્ધન થાતાં
નાક કરોડ તણાં ફળ દાતા, રેંટીયો છે. હાં હાં.
ઓછું ખરચ અધિક ફળ આપે, ઉષ્ણ અને શીતના ભય કાપે
દાવાનળ દુઃખને દળનારો, રેંટીયો છે, હાં હાં.
કરો સબળ સહુ તેની સેવા, મળશે મન માન્યા બહુ મેવા
ગાંધીના ગણનાયક ગરવો, રેંટીયો છે, હાં હાં
તજો વિદેશી વસ્ત્રો વહાલા, બચો થતા સઘળાય નમાલા
રૂપાળો ઉત્તમ સુખદાયક રેંટીયો છે, હાં હાં.

---

માળા મણકો ૫ મો

# મૂરખરાજ

(વિગેરે)

લખનાર-

## મહાત્મા ગાંધીજી.

મૂરખરાજ એક અતિ સુંદર નવલકથા છે. તે તમે શરૂ કર્યા પછી પૂરી કર્યા બાદજ હાથમાંથી મૂકશો

અને તે સાથે તેટલા બીજા બે લેખ એવા ખેંચાણકારક છે કે આ પુસ્તકને તમે બહુજ વ્હાલથી વધાવી લ્યો તો અમે આશ્ચર્ય નજ પામીએ.

અમારે શું? અમારા પુસ્તકનાં વખાણ કરવા એ તે પીરની માનતા મુજાવર વધારે એવું થયું. પણ તમારે તો તમારા ગજવામાંથી પૈસા ખરચવાના છે.

પણ મોરના ઇંડાને ચીતરવા ન પડે.

માત્ર નવ આના ખરચીને તમે અનુપમ સાહિત્યરસ ભોગવવા ઇચ્છતા હો અને તમારી લાયબ્રેરીને દીપાવવી હોય તોજ મંગાવશો. પૂઠું પાકું છે.

કિંમત બાર આના. ટ. ખર્ચ ૧ આનો. વિ.પિ.થી ચૌદ આના થશે.

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરતનેજ લખજો.**

૧૭૩૪

# ભજન.

સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિ રે;
  વ્હાલો મારો રેંટીયો હોજી- સ્વતંત્રતાની
જેના ગુંજનમાં રામ કેરાં નામ;
જીવન કેરી શક્તિરે, જન્મભૂમિની ભક્તિરે;
  એ તો એકજ રેંટીયો હોજી- સ્વતંત્રતાની
પરદેશી પરતંત્રતા, લોઢે પગની માંહ્ય
હે આર્થિક સ્વતંત્રતા, શીળી સુખની છાંય.
  નિર્ધનીઆનો બેલીરે;
  વ્હાલો મારો રેંટીયો હોજી- સ્વતંત્રતાની
સુતર કેરે તાંતણે, સહજે મળે સ્વરાજ
જેના બળથી હિંદનાં, સુધરે સઘળાં કાજ.
  રૂપાળો રઢીઆળોરે;
  વ્હાલો મારો રેંટીયો હોજી- સ્વતંત્રતાની
સુદર્શન ચક્કર સમું સર્વ શક્તિનું પૂર;
જેમાં ગૂઢ રીતે ભર્યું, સો સુરજનું નૂર.
  એવો પ્રૌઢ પ્રતાપીરે;
  વ્હાલો મારો રેંટીયો હોજી- સ્વતંત્રતાની

---

# સ્વામીને વિનતિ

સ્વામી સુણોને મારી વિનતિરે લોલ.
    જેલ જવાની મને હોંસ જો–સ્વામી૦
પ્રેમે પધારો તમે જેલમાંરે લોલ,
    સાથે જોતાં મને જાવ જો–સ્વામી૦
સીતાજી રામજી સાથમાંરે લોલ,
    વેઠ્યાં દુઃખો વનવાસ જો–સ્વામી૦
દુઃખો વેઠ્યાં છે આકરારે લોલ,
    દમયંતિએ નળ સાથ જો–સ્વામી૦
અંધારી ઓરડીમાં પ્રવેશોરે લોલ,
    તોપણ ડરીશ નહિ લેશ જો–સ્વામી૦
ઘેબર સમ મને ભાવશેરે લોલ
    જેલમાં રોટલો ને શાશ જો–સ્વામી૦
ચક્કીમાં દાણા પીસશું રે લોલ,
    ગાશું પ્રભુજીનાં ગીત જો –સ્વામી૦,
પ્રાણ જાયે પણ ના ડગું રે લોલ
    સાચવીશ શિયળ રત્ન જો–સ્વામી૦
જાવા દઉં કેમ એકલારે લોલ,
    અર્ધાંગના લ્યો સાથ જો–સ્વામી૦
એકલડી ઝુરી મરૂં રે લોલ
    જેલમાં ભજું પ્રભુ નામ જો–સ્વામી૦
સુખ દુઃખમાં ભાગ મારો રે લોલ,
    પૂરો સ્વામી મારા કોડ જો–સ્વામી૦



# સર ફરોશી કી તમન્ના

સર ફરોશી કી તમન્ના અબ હમારે દિલમેં હય,
દેખના હૈ જોર કીતના બાઝુએ કાતિલમેં હય;
રહરવે રાહે મહબ્બત રેહ ન જાના રાહમેં,
લજ્જતે સહેરાનવર્દી દૂરીયે મંઝીલમેં હય;
આજ ફિર મકતલમેં કાતિલ કહ રહા હૈ બારબાર
ક્યા તમન્નાએ શહાદત ભી કીસીકે દિલમેં હય;
અય શહીદે મુલ્કો મિલ્લત મૈં તેરી ઉપર નિસાર
અબ તેરી હિમ્મતકા ચર્ચા ગૈરકી મંઝિલમેં હય;
વક્ત આને દે તુઝે બતલાયગે અય આસમાં!
હમ અભીસે ક્યા બતા દે ક્યા હમારા દિલમેં હય;
અબ ન પહેલે વલવલે હય ઔર ન અરમાનોંકી ભીડ
સિર્ફ મિટ જાનેકી યક હસરત દિલે બિસ્મિલમેં હય.

---

# તમારા દેશને માટે

કશું ના થઇ શકે અમથી ગણે એ એમ નરનારા
જરા તો લાગણી રાખો, તમારા દેશને માટે
ન ભીરૂતા બતાવી દો, શવા કાં સુસ્ત ને એદી
જરા તો આંખ ઉઘાડો, તમારા—
પડ્યા જે કારમા ઘા તે, રંગે મોંઢે સહન કરતાં
બહુ ઉંઘ્યાં, હવે જાગો તમારા—
ભલે હો પારસી હિંદુ, અગર હોજો મુસલમાનો
ધરો સમ ભાવના હવે તમારા—
કરો જે કંઇ બને તે તે, વિસારી કલેશ ને ઈર્ષા
તજી દો દંભ મગરૂરી, તમારા—
ધરો ના ભાવના કો દિ તવંગર કે ગરીબોની;
સમર્પો દેહ મન ધનને, તમારા—
ગણો ના તાપ કે ઠંડી, ઋતુ વર્ષા નહિ જાણો
શીખી લ્યો પાઠ સ્વાર્પણનો તમારા—
હવે ધારણ કરો ખાદી, તજીને વસ્ત્ર પરદેશી
રૂડો ઉપદેશ ગાંધીનો, તમારા દેશને માટે

---

# ગાંડીવ સાહિત્ય

એટલે

## ગાંડીવ સાહિત્ય મંદિરે પ્રગટ કરેલાં પુસ્ત

ગાંધી ગ્રંથમાળા.

| | |
|---|---|
| ગાંધીજીનો જેલનો અનુભવ .... | ૦–૮– |
| શિવદયાળની શોધ.... | ૦–૧–૬ |
| ઈજીપ્તનો ઉદ્ધારક .... | ૦–૬–૦ |
| નીતિ ધર્મ .... | ૦–૬–૦ |
| મૂરખરાજ .... | ૦–૮–૦ |

---

| | |
|---|---|
| રેંટિયા પુરાણ | ૦–૧–૦ |
| ગાંડીવગીતા | નથી |
| ભારત કીર્તન (ત્રીજી આવૃત્તિ) | ૦–૦–૯ |
| ભારત ભક્તિ (ત્રીજી આવૃત્તિ) | ૦–૦–૯ |
| ગાંધીજીની દિવ્યવાણી | ૦–૧–૦ |
| કાયદા સામે | ૦–૦–૬ |
| સ્વરાજ ટંકાર | ૦–૦–૬ |
| રાષ્ટ્રીય ગરબાવળિ | ૦–૧–૬ |
| ભીંતે ટાંગવાના મુદ્રાલેખો ૧ થી | ૦–૨–૦ |

☞ સર્વે પ્રતિષ્ઠિત બુકસેલરો વેચે છે

મુંબાઈમાં વર્ધમાન એન્ડ સન્સ પાયધુનીને ત્યાંથી મળશે.

સર્વ પ્રકારનાં ઉત્તમ પુસ્તકો માટે ટિકીટ બીડી

**અમારૂં સૂચીપત્ર જરૂર મંગાવો**

## મફત દવા

હરેક રોગની શાસ્ત્રોક્ત રીતે તપાસ કરીને તદ્દન મફત આપવામાં આવેછે. આ સગવડનો લાભ લેવા સર્વેને વિનંતિ છે.

ઇશ્વરલાલ ચંદ્રશંકર વૈદ્ય
ભાગવેદનો ખાંચો. સંઘાડીયાવાડ સુરત.

---

## ચેતવણી

વસોનો બ્રાહ્મણ નામે ચૂનીલાલ છોટાલાલ ગાંડીવ સાહિત્ય મંદિરનાં આશરે ૧૧૦ રૂપીયાની કિંમતનાં પુસ્તકો ઉચાપત કરી ગયો છે: અને હજુ હિસાબ બતાવતો નથી. પ્રજાએ એની સાથે કામ પાડતાં બહુ સંભાળવું.

કાર્તિક વદ ચોથ — વ્યવસ્થાપક
૧૯૭૯ — ગાંડીવ સાહિત્ય મંદિર.

---

## ઉત્તમ તક

અમારી આ જાતની પત્રિકાઓ હંમેશ નીકળ્યા કરેછે. તેમાં જાહેરખબર માટે જગાઓ ભાડે આપવાની છે. જા.ખ.ના ભાવ માટે મળો—

ગાંડીવ સાહિત્ય મંદિર કેળાંપીઠ—સુરત.

---

મુદ્રક અને પ્રકાશક—ઇશ્વરલાલ મૂળચંદ વીમાવાળા
ગાંડીવ મુદ્રણાલય કેળાંપીઠ સૂરત